# હીરા મોતીની પરીક્ષા.

તથા

## ગુણ-દોષથી થતાં શુભાશુભ ફળ હીસાબ ગણવાની રીત.


છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

**માસ્તર નાનાલાલ મગનલાલ.**

રીચીરોડની સડકપર—અમદાવાદ.





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ—શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યું.

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩.

કિંમ્મત એક આનો.

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં શાસ્ત્ર આધારે હીરા મોતી વીગેરેના ગુણ, દોષ અને તેનાથી થતાં શુભ અશુભ ફળોનું સાધારણ માણસને સમજ પડે તેવી સ્હેલી ભાષામાં વર્ણન કર્યું છે. તેમજે મોતીના હીસાબ ગણવાની રીત પણ આપી છે, તેથી ઝવેરી બંધુઓ અને પ્રજાજનો તેનો સારી રીતે લાભ લેઈ સુખી થાય એવી શુભ ભાવનાથી આ લઘુ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે

પ્રકાશક.

# હીરા મોતીની પરીક્ષા.

## મોતીઓની પરીક્ષા તથા તેમાં રહેલાં ચિન્હોનું શુભાશુભ ફળોનું સ્વરૂપ.

જે મોતીનો આકાર ગોળ હોય, તે મોતી ઉત્તમ પ્રકારનું જાણવું. જે મોતીના મધ્ય ભાગમાં સૂક્ષ્મ એવો મક્ષિકા ( માંખી ) ના પગના આકારનો લીસોટો હોય, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાના દ્રવ્યનો વિનાશ થાય છે; જે મોતીનો આકાર લંબગોળ હોય, તથા તેના મધ્ય ભાગમાં જો આકાશના રંગ સરખું વલયાકારે ચિન્હ હોય, તો તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાને ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થાય છે; જે મોતીનો આકાર ચપટો હોય, તથા તેનો રંગ જો પીળાશ મારતો હોય, તો તેવું મોતી ગ્રહણ કરવાથી પરિવારમાં રોગની ઉત્પત્તિ થાય છે; જે મોતીનો આકાર ગોળ હોય, પણ તેનો રંગ જો ચંદ્રનાં રંગ સરખો હોય, તો તેવું મોતી ગ્રહણ કરવાથી દુષ્ટ ગ્રહોની પોતાને પીડા થાય છે; જે મોતીનો આકાર એક તરફ અણીદાર અને બીજી તરફ ચપટો હોય, તથા તેનો રંગ જો સેહેજ આકાશનાં રંગ સરખો હોય, તો તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાનાં દ્રવ્યની વૃદ્ધિ થાય છે; જે મોતી મધ્ય ભાગમાંથી પાતળું તથા બન્ને બાજુએ ગોળ આકા-

રનું હોય, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાનાં સંતાનો જીવી શ-
કતાં નથી; જે મોતીનો આકાર મધ્ય ભાગમાંથી જાડો, તથા
બન્ને બાજુઓના ભાગમાંથી પાતળો, એવો લંબગોળ આકાર
હોય, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાની સ્ત્રીનું તત્કાળ મૃત્યુ થા-
ય છે; જે મોતીનો આકાર ગોળ હોય, પણ તેનો રંગ જો જરા
પાળાશપર હોય, તો તેવું મોતી ગ્રહણ કરવાથી પોતે વિદ્વાન
થાય છે; જે મોતીનો આકાર ઉપરથી અણીવાળો તથા નીચેથી
ગોળ હોય, અને તેનો રંગ અત્યંત તેજસ્વી અને સફેદ હોય, તો
તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાનાં વંધ્યત્વપણાનો પણ નાશ થાય
છે; જે મોતીનો આકાર ગોળ હોય, પણ તે પર જો કંઈ સૂક્ષ્મ
સ્ફેટિક સરખો આકાર માલુમ પડે, તો જાણવું કે, તેવું મોતી ગ્ર-
હણ કરવાથી પોતાને કુષ્ટ નામના દુષ્ટ રોગની પ્રાપ્તિ થશે; જે
મોતીનો આકાર લંબગોળ હોય, અને તેના છેડા પર જો શ્યામ
રંગનું બિંદુ હોય, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી પો-
તાને તુરત દરિદ્રીપણું આવીને ભેટશે; જે મોતીનો આકાર ગોળ
હોય, પણ તેનાં મધ્ય ભાગમાં લીલા રંગનું સૂક્ષ્મ મત્સ્યનાં આ-
કારનું જો ચિન્હ હોય, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી
પોતાના દ્રવ્યનો તુરત વિનાશ થશે; જે મોતીનો આકાર ગોળ
હોય, અને રંગ પણ જેનો તેજસ્વી અને સફેદ હોય, પણ તેમાં
જો લાલ રંગનો સૂક્ષ્મ ડાઘો માલુમ પડે, તો જાણવું કે, તેવું મોતી
ગ્રહણ કરવાથી પોતાના પરિવારને તથા પોતાને પણ કોઈ વ્યંતર
તરફથી ઉપદ્રવ થશે; જે મોતીનો આકાર ગોળ હોય, પણ તેનો
રંગ જો ચળકાટ વિનાનો સફેદ હોય, તો જાણવું કે, તેવું મોતી
ગ્રહણ કરવાથી પોતાને અંધત્વપણું પ્રાપ્ત થશે; વળી જો મોતીનો

આકાર ગોળ હોય, પણ તેનો રંગ જો જરા લાલાશ મારતો હોય, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી અને પેહેરવાથી પોતાને જો મંગળના ગ્રહનો ઉપદ્રવ નડતો હશે, તો તે દૂર થશે; જે મોતીનો આકાર ગોળ હોય, અને તેનો રંગ પણ તેજસ્વી અને સફેદ હોય, પણ તેમાં જો લીલા રંગનું વલયનાં આકારનું ખડિત થએલું ચિન્હ હોય, તો જાણવું કે, તેથી પોતાની સ્ત્રીનું સૌભાગ્યપણું દૂર જશે; અર્થાત પોતાનું તુરત મૃત્યુ થશે; જે મોતીનો આકાર ગોળ હોય, પણ તેમાં જો મશકનાં આકારનું સૂક્ષ્મ એવું પીળા રંગનું ચિન્હ માલુમ પડે, તો તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાના ઉપર રાજ્ય તરફની આપદા આવી પડે છે; જે મોતીનો આકાર જો ગોળ હોય, પણ તેમાં જો ભ્રમરનાં આકારનું સૂક્ષ્મ શ્યામ રંગનું ચિન્હ માલુમ પડે, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાને દેશાટન કરવું પડશે; જે મોતીનો આકાર ગોળ હોય, અને રંગ પણ સફેદ અને તેજસ્વી હોય, પણ તેમાં લાલ રંગનું સિંહના નખના આકારનું જો ચિન્હ માલુમ પડે, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાનું મૃત્યુ નિશ્ચયે કરીને સિંહથી થશે; જે મોતીનો આકાર તો ગોળ હોય, અને રંગ પણ સફેદ અને તેજસ્વી હોય, પણ તેમાં પીળા રંગનું કાચબાના આકારનું જો સૂક્ષ્મ ચિન્હ હોય, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાનું જળમાં પડવાથી મૃત્યુ થશે; જે મોતીનો આકાર લંબ ગોળ હોય, અને તેનો રંગ પણ સફેદ અને તેજસ્વી હોય, પણ તેમાં જો લાલ રંગનું ધ્વજના આકારનું સૂક્ષ્મ ચિન્હ માલુમ પડે, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી તુરત પોતાને રાજ્ય તરફથી લક્ષ્મીનો લાભ થશે; જે મોતીનો આકાર ગોળ

હોય, અને રંગ પણ જેનો તેજસ્વી અને સફેદ હોય, પણ તેમાં લીલા રંગનું કમળના પુષ્પના આકારનું જો સૂક્ષ્મ ચિન્હ હોય, તો તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાને અત્યંત લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે: જે મોતીનો આકાર ગોળ હોય, અને રંગ પણ જેનો સફેદ અને તેજસ્વી હોય, પણ તેણાં શ્યામ રંગનું કાગડાની ચાંચનાં આકારનું જો સૂક્ષ્મ ચિન્હ હોય, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાને અગ્નિનો ભય પ્રાપ્ત થશે; જે મોતીનો આકાર ગોળ હોય, અને રંગ પણ જેનો સફેદ અને તેજસ્વી હોય, પણ તેમાં જો પીળા રંગનું ખદ્યોતના આકારનું સૂક્ષ્મ ચિન્હ હોય, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાને ઘણી ચિંતામાં પડવું પડશે; જે મોતીનો આકાર અને રંગ ઉપર કહ્યા પ્રમાણેજ હોય, પણ તેમાં જો શ્યામ રંગનું મુદ્‌ગલનાં આકારનું ચિન્હ માલુમ પડે, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાના સંતાનો બળવાન તથા ઉધમી થશે; જે મોતીનો રંગ તથા આકાર ઉપર કહ્યા પ્રમાણેજ હોય, પણ તેમાં લીલા રંગનું જો ચામરનાં આકારનું સૂક્ષ્મ ચિન્હ હોય, તો તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાને જરૂર રાજ્ય પદવી, અથવા તો ઘણું દ્રવ્ય મળે છે; જે મોતીનો રંગ તથા આકાર ઉપર કહ્યા પ્રમાણેજ હોય, પણ તેમાં જો પાંડુગ રંગનું પદ્મકોશનાં આકારનું ચિન્હ હોય, તો જાણવું કે, તેવું મોતી ગ્રહણ કરવાથી પોતાને ઘણી લક્ષ્મી મળશે; પણ તેથી કરીને પોતાનાં લોભની વૃદ્ધિ થશે.

## હવે હીરાના ગુણ દોષો, તથા તેથી થતાં શુભાશુભ ફળોનાં સ્વરૂપનું વર્ણન કરે છે.

જે હીરાનો આકાર ગોળ અથવા ચોરસ હોય, તેને ઉત્તમ

જાતિનો હીરો જાણવો; વળી જે હીરાનો રંગ ચળકતો સ્ફટિક સરખો નિર્મળ તથા જરા ઝાંખા આકાશી રંગની આભાસવાળો હોય, તેને પણ ઉત્તમ જાતિનો હીરો જાણવો; જે ગોળ હીરાના મધ્ય ભાગમા બીજના ચંદ્રનાં આકારનું સ્યામ રંગનું સૂક્ષ્મ ચિન્હ હોય, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાનાં કુટુંબનું તથા પોતાનું પણ કલ્યાણ થાય છે; જે ગોળ હીરાનાં મધ્ય ભાગમાં લાલ રંગનું મક્ષિકાનાં આકારનું સુક્ષ્મ ચિન્હ હોય, તેવો હીરો ગૃહણ કરવાથી પોતાને અસાધ્ય રોગની ઉત્પત્તિ થાય છે; જે ગોળ હીરાનાં મધ્ય ભાગમાં સ્યામ રંગનું વીંછીના આકારનું સૂક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાની વિધાનો નાશ થાય છે; જે ગોળ હીરાનાં મધ્ય ભાગમાં પીળા રંગનું કકચનાં આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાનાં સંતાનોનું મૃત્યુ થાય છે; જે ગોળ હીરાનાં મધ્ય ભાગમાં ચક્રનાં આકારનું લીલા રંગનું સુક્ષ્મ ચિન્હ જોવામાં આવે તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને અતિશય લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે; જે ગોળ હીરાનાં મધ્ય ભાગમાં લાલ રંગનું મૂશલનાં આકારનું સુક્ષ્મ ચિન્હ જોવામાં આવે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને ઘણી આપદા સહન કરવી પડે છે; જે ગોળ હીરાનાં મધ્ય ભાગમાં સ્યામ રંગનું શંખના આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાનું તથા પોતાનાં કુટુંબનું અત્યંત કલ્યાણ થાય છે; જે ગોળ હીરાનાં મધ્ય ભાગમાં લાલ રંગનું કપિંજળ નામનાં પક્ષિના પગના આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથા પોતાનાં સંતાનો આંખે આંધળાં નિપજે છે; જે

ગોળ હીરાનાં મધ્ય ભાગમાં સ્યામ રંગનું ખદ્યોતનાં આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને અગ્નીનો ભય ઉંપજે છે; જે ગોળ હીરાનાં મધ્ય ભાગમાં સ્યામ રંગનું કમળનાં પુષ્પનાં આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાની લક્ષ્મીનો નાશ થાય છે; પણ જે ગોળ હીરામાં લાલ રંગનું કમળનાં પુષ્પનાં આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી અખુટ લક્ષ્મીની પોતાને પ્રાપ્તિ થાય છે; જે ગોળ હીરાનાં છેડાપર કંકણનાં આકારનું સુક્ષ્મ સ્યામ રંગનું ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાનાં કુકુંબની સ્ત્રીઓ વિષયાંધ થાય છે; જે ગોળ હીરાનાં છેડાપર પીળા રંગનું મનુષ્યનાં મુખની આકૃતિનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાનાં કુટુંબને ભૂતનો અથવા રાહુ ગ્રહનો ઉપદ્રવ થાય છે; જે ગોળ હીરાની કિનારીપર સ્યામ રંગનું ગર્દભનાં મુખમાં આકારનું સુક્ષ્મ ચન માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાની કીર્તિનો નાશ થાય છે; જે ગોળ હીરાની કિનારીપર લાલ રંગનું પારાપત પક્ષિના પંજાના આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને ઘણાં દ્રવ્યની પ્રાપ્તિ થાય છે; જે ગોળ હીરાની કિનારીપર લાલ રંગનું ઇંદ્રગોપ નામના જંતુના આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાનાં કુટુંબનાં સંતાનો દુર્બળ થાય છે; જે ગોળ હીરાની કિનારીપર પીળા રંગનું હસ્તીની સુંઢના આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને નિશ્ચયે કરીને રાજ્ય પદવી મળે છે; જે ગોળ હીરાની કિનારીપર સ્યામ રંગનું મત્સ્ય

અથવા મગરનાં આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને જલપર્યટન કરવું પડે છે, તથા તેમાં બહુ દ્રવ્યની હાનિ થાય છે; જે ગોળ હીરાની કિનારીપર લીલા રંગનું કળશનાં આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને ઉત્તમ સ્ત્રીનો લાભ થાય છે; જે ગોળ હીરાની કિનારીપર શ્યામ રંગનું સ્વસ્તિકના આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને કોઈ દિવસે પણ સંતાપ થતો નથી; જે ગોળ હીરાની કિનારીપર લાલ રંગનું ઉંદરનાં મુખનાં આકારનું સુક્ષ્મ ચિન્હ જોવામાં આવે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને ચોરનો ઉપદ્રવ થાયછે; જે ગોળ હીરાની કિનારીપર લાલ રંગનું મનુષની આંખના આકારનું સુક્ષ્મ ચિન્હ જોવામાં આવે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને અંધત્વપણું પ્રાપ્ત થશે, જે ગોળ હીરાની કિનારીપર શ્યામ રંગનું કાગડાની આંખના આકારનું સૂક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાની બુદ્ધિ અત્યંત તીવ્ર થાય છે; જે ગોળ હીરાની કિનારીપર પીળા રંગનું મનુષ્યના પંજાના આકારનું સુક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાનું માન ઘણુંજ વૃદ્ધિ પામે છે; જે ગોળ હીરાની કિનારીપર શ્યામ રંગનું ઘુવડ પક્ષિનાં મુખનાં આકારનું સૂક્ષ્મ ચિન્હ માલુમ પડે, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને રાત્રિઅંધપણું પ્રાપ્ત થાય છે.

હવે ચોરસ હીરાનાં મધ્ય ભાગનાં તથા કિનારીપરનાં ચિન્હોનું ફળ પણ ઉપર પ્રમાણેજ જાણવું.

વળી જે હીરાનો આકાર ત્રિકોણ હોય, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને અસાધ્ય રોગની ઉત્પત્તિ થાય છે; જે હીરાનો

આકાર મોતીની પેઠે ગોળ હોય, તથા જેનો ઘેરાવો ત્રણ અને ચાર આંગુલની વચ્ચે હોય, તેવો હીરો પ્રાપ્ત થવાથી પોતાને ઉત્તમ રાજ્ય મળે છે; જે હીરાનો આકાર ચાર ખુણા કરતાં વધારે ખૂણાઓવાળો હોય, તેવોહીરો ગ્રહણ કરવાથી પોતાને બહુદ્રવ્યની હાનિ થાય છે; જે હીરાનો આકાર એક બાજુએ અણીવાળો તથા બીજી સઘળી બાજુએ ગોળ હોય, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને અત્યંત લક્ષ્મીની તથા ઉત્તમ પરિવારની પ્રાપ્તિ થાય છે; વળી જે હીરાનો આકાર બન્ને બાજુએ અણીદાર, તથા મધ્ય ભાગમાં ગોળ હોય, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાનું વંધ્યત્વપણું પણ નાશ પામે છે; જે હીરાનો આકાર વચમાંથી ઉંચો તથા કિનારાની બાજુએ પાતળો હોય, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને ઉત્તમ સંતાનની પ્રાપ્તી થાય છે, જે હીરાનો આકાર અરધી બાજુએ જાડો તથા અરધી બાજુએ પાતળો હોય, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને ગૃહિલપણું પ્રાપ્ત થાય છે; જે હીરાનો આકાર લંબગોળ હોય, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાને ઉત્તમ સ્ત્રીનો લાભ થાય છે; જે હીરાનો આકાર એક બાજૂથી ઉપસેલો તથા તેની ઉલટી બાજુએ ખાડાવાળો હોય, તેવો હીરો ગ્રહણ કરવાથી પોતાના કુટુંબનું જળથી મૃત્યુ નિપજે છે. એવી રીતે હીરાઓનાં લક્ષણોથી થતાં શુભાશુભ ફલોનું સ્વરુપ કહ્યું. તેમ માણિક્ય વિગેરે સઘળી પ્રકારનાં રત્નોનાં લક્ષણોનાં પણ શુભાશુભ ફલોનું સ્વરૂપ ઉપર વર્ણવેલા હીરાનાં લક્ષણોની પેઠેજ જાણી લેવું.

# નબળા ગ્રહો હોય ત્યારે તેમની ભક્તિ કરવાની તથા નંગ પહેરવાની વિધિ

**સૂર્ય**નો ગ્રહ નડતો હોય તો **માણેક**ના નંગની વીંટી પહેરવી તથા સૂર્યનો પાઠ તથા જપ કરવો. પારસી હોય તો ખોરસેદ તથા મેહેર નીઆએસ ભણવું.

**ચંદ્ર** નડતો હોય તેણે **મોતી**ની માળા કે મોતીના નંગ વાળી વીંટી પહેરવી અને ચંદ્રનો પાઠ તથા જપ કરવો. પારસીએ મહોઓખતાર નીઆએસ ભણવું.

**મંગળ** નડતો હોય તો **પરવાળા**નું નંગ પહેરવું અને મંગળનો પાઠ તથા જપ કરવો, પારસીએ અરદીબેહશત તથા બેહેરામ ઇયશત ભણવું.

**બુધ**નો ગ્રહ નડતો હોય તો **પાનાના** નંગવાળી વીંટી પહેરવી તથા બુધનો પાઠ અને જપ કરવો. પારસીએ ખોરદાદ તથા તેસ્તર તીર ઇયિશત ભણવું.

ગુરૂ નડતો હોય તો **પોખરાજ**નુ નંગ પેહેરવું ને ગુરૂનો પાઠ તથા જપ કરવો. પારસીએ હોરમજદ ઇયિશત ભણવું.

**શુક્ર** નડતો હોય તો **હીરા**ની વીંટી પેહેરવી, શુક્રનો પાઠ તથા જપ કરવો. પારસીએ મોટી હપતન ને તીર ઇયિશત ભણવું.

**શની**નો ગ્રહ નડતો હોય તેમણે **લીલમ**ની વીંટી કે હાર પહેરવા. શનીનો પાઠ તથા જપ કરવો. અને પારસીએ આવાં તથા મોટી હપતન ઇયશત ભણવું.

**રાહુ** નડતો હોય તેણે **ગોમેદ રત્ન** પેહેરવું. રાહુનો પાઠ તથા જપ કરવો. પારસીએ મોટી હપતન ઇયિશત ભણવું.

કેતુને ગ્રહ નડતો હોય તેમણે લસણિયું પેહેરવું. પીંપળાના ઝાડની પ્રદક્ષિણા કરવી. પારસીએ મોટી હપતન ઈયિશત ભણવું.

પોતાને જે ગ્રહ નડતો હોય તેના નંગની પરિક્ષા ન હોય કે પાઠ પુંજાની પદ્ધતીની ખબર ન હોય તેણે અમને લખવાથી જોઈતી મદદ આપવામાં આવશે. વાસ્તે જેને કામકાજ હોય તેણે સુખેથી લખવું. જવાબ સારૂ ટીકીટ બીડવી કે ઝટ જવાબ મળશે.

## નવે ગ્રહનાં દાનની જણસો તથા જપની સંખ્યા

**રવિ**–સોનું, તાંબું, માણેક, ઘઉં, લાલ ગાય, ગોળ, કસુબી વસ્ત્ર લુગડું, લાલ કરેણનું ફૂલ દાનમાં આપવું તથા સાત હજાર જપ કરવા અથવા કરાવવા.

**ચંદ્ર**–સોનું રૂપું, મોતી, ચોખા, ધોળો બળદ, ઘી, ધોળું લુગડું, ધોળું ફૂલ દાનમાં આપવું. તથા અગીઆર હજાર જપ કરવા અથવા કરાવવા.

**મંગળ**–સોનું, તાંબું, પરવાળું, મસુર, રાતો બળદ, ગોળ, રાતુ વસ્ત્ર, રાતી કરેણનું ફુલ દાનમાં આપવું, અને દશ હજાર જપ કરવા કે કરાવવા.

**બુધનો** ગ્રહ નડેતો સોનું, કાસું, પાનું, મગ, હાથો, ઘી, લીલું લુગડું, ઘણી જાતનાં ફુલ દાનમાં આપવાં તથા ચાર હજાર જપ કરવા કે કરાવવા.

**ગુરૂની** દશા નડતી હોય તો સોનું, કાસું, પોખરાજ, ચણા ઘોડો, સાકર, પીળું લુગડું પીળું ફુલ દાનમાં આપવું. અને ઓગણીસ હજાર જપ કરવા, કે કરાવવા.

**શુક્રની** દશા નડતી હોય તો સોનું, રૂપું, હીરો, ચોખા, ધોળો ઘોડો, ઘી, ચીતરેલું લુગડું, ધોળું ફુલ દાનમાં આપવું ને

સોળ હજાર જપ કરવા કે કરાવવા.

શની નડતો હોય તો સોનું, લોઢું, કાળું, મણિ, અડદ, ભેંસ તેલ, કાળો કામળો, કાળુ ફુલ દાનમાં આપવું ને ત્રેવીસ હજાર જપ કરવા કે કરાવવા.

રાહુ નડેતો સોનું, સીસું, ગોમેદ રત્ન, તલ, ઘોડો, તેલ, કાળો કામળો, કાળું ફુલ દાનમાં દેવું અને અઢાર હજાર જપ કરવા.

કેતુ નડતો હોય તો 'સોનું, ધારવાળું લોઢું' એટલે છરી, ચપ્પુ, લસણિયું નંગ, તલ, બકરો, તેલ, કાળો કામળો ને કાળુ ફુલ દાનમાં આપી સત્તર હજાર જપ કરવા કે કરાવવા.

બનતાં સુધી જપ પોતે કરવા તેજ સારૂ છે, છતાં પોતાથી ન બને તો કોઈ સારા વિદ્વાન પાસે બરાબર શુદ્ધ અને પુરા કરાવવા તોજ ફાયદો થાય, અને દશાનું દુઃખ ઘટે છે.

## મોતીના હીસાબ ગણવાની રીત.

મોતીનો દાણો તોલમાં જેટલી રતી તથા આનીનો થાય તેને (૧૩ાા) થી ગુણવા અને તેનો જે ગુણાકાર આવે તેને (૨૪)ચોવીસે ભાંગવા. ભાગાકારથી આવેલા જવાબને તોલની જેટલી રતી તથા આની હોય તેણે ગુણવા એટલે જવાબ પાકા ચવ તથા દોકડા થશે.

જો એક કરતાં વધારે દાણા સાથે તોળેલા હોય તો ઉપર મુજબ પાકા ચવ તથા દોકડા ને જેટલા દાણા સાથે તોળેલા હોય તેટલાએ ભાંગવા એટલે જવાબ પાકા ચવ તથા [illegible]

ઉપર પ્રમાણે પાકા ચવ [illegible]

વની કીંમતે [illegible]

# શાંત ચિત્તે જરૂર વાંચજોજી.

**હાજરાતની વીંટી**–મુએલાં માબાપ, દાટેલું ધન, દેવતાઇ દરબાર ભૂત પ્રેત, વેપાર રોજગાર, નોકરી ચાકરી, લેણાદેણી, નફો નુકશાન, સુખ, દુઃખ, ખોવાએલી કે ચોરાએલી ચીજ, વીલ વસીયતનામાની વીગત, પારકા મનના વિચાર વીગેરે બાબતોના ખુલાસા દેખાય છે. કીં. બે રૂપીઆ. પોષ્ટેજ ચાર આના.

**મદનવિલાસ ગોળીઓ**–બગડેલી ધાતને સ્વપ્નામાં વહી જતી અટકાવી, ઘટ્ટ બનાવી, લોહી સુધારી, યાદ શક્તિ વધારી શરીર રૂતપુષ્ટ બનાવે છે. **કીં. એક રૂપીઓ** પોષ્ટેજ ચાર આના.

**મદન રસ તેલ**–કોઇપણ પ્રકારની કુટેવથી બગડેલા ગુપ્ત ભાગને સુધારી અસલ મરદાઇમાં લાવવાને આ તેલ ઉત્તમ ઉપાય તરીકે કામ કરે છે. **કીં. દોઢ રૂપીઓ** પોષ્ટેજ ચાર આના.

**કોકીલ કંઠી**–ઘણું ગાવાથી, સખત મંદવાડથી, ગરમ વસ્તુઓ ખાવાથી કે બીજા કોઇ કારણથી બગડી ગયેલા અવાજને સુધારી કોયલ જેવો મધુર કરે છે. **કીં. એક રૂપીઓ** પોષ્ટેજ ચાર આના.

**વીર્ય સ્તંભન ગુટીકા**–વૃદ્ધાવસ્થાથી કે સખ્ત મંદવાડથી અથવા તો લાંબા વંખતની કુટેવોથી થયેલી અશક્તિને દૂર કરી અસલ જુવાની લાવે છે. **કીં. દોઢ રૂપીઓ** પોષ્ટેજ ચાર આના.

**જાદુઇ તીલક**–સામાજીક વશીકરણ વિધાનો ઉત્તમ દુચકો કરવો હોય તો આ તીલક વાપરી ખાત્રી કરી આનંદ પામવાને ... ગુણ અનુભવથીજ જણાશે. **કીં. સવા રૂપીઓ**

...રું સરનામું.

...મેલર.

# હોમથી વાયુ શુદ્ધિ.

માત્ર અકસ્માતથીજ લાકડાના ધુમાડાથી જંતુઓ નાશ પામે છે. એ શોધ પશ્ચિમમાં હાલમાંજ થઇ હતી. વિકાર પામતી વસ્તુથી ઉત્પન્ન થતાં તથા વિકારોત્પાદક જંતુઓ ધુમાડાથી નાશ પામે છે. મોસ્યુ ટ્રીલરને અખતરાથી માલમ પડ્યું છે કે, ખાંડનો મોટો જથો બાળવાથી "ફોર્મીક એલ્ડે હાઇડ" નામક બલવાન્ જંતુ નાશક રાસાયણિક તત્વની વરાળો ઉત્પન્ન થાય છે. અને એ તત્વ લાકડાની ઘણી ખરી ધુણીમાં હોય છે. બે રતલ લાકડામાં ૩૨ થી ૩૫ સેટીગ્રામ એલ્ડે હાઇડિ, ૭૦ સેટીગ્રામ ખાંડ તથા ૧૮ સેંટીગ્રામ જેટલો ગુગળ ( incense ) હોય છે. હોમ કરનારા પ્રાચીન આર્યો જંગલી હતા એમ કહેનારાઓ પસ્તાશે ખરા ?

---

# મોતી વેચનાર તથા મોતીના દાગીના વાપરનારને

# ખુશ વધાઇ.

જો તમારાં મોતી સારી રીતે ધોવરાવી તથા સારો પાલીશ કરાવી ઉત્તમ પ્રકારનાં બનાવવાં હોય તો જરુર તમે અમને મળજો. અથવા તમારે ત્યાં અમને બોલાવજો એટલે વ્યાજબી કીંમતે " માણીકપણે તમારૂં કામ સફાઈદાર મધ્યમ ~ 
તમને ખુશી કરીશું.

# અમે ખુશીથી મદદ કરીશું.

નીરાધાર છોકરા, છોકરીઓ તથા વિધવા બાળકીઓને સારૂ આશ્રય સ્થાન અપાવવામાં, તેમનું પાલણ પોષણ કરાવવામાં, તેમને ઉપયોગી શિક્ષણ અપાવવામાં અને સ્વતંત્ર રીતે તથા સુનીતિથી પોતાનું ગુજરાન ચલાવવાને શક્તિમાન કરાવવામાં એક સ્નેહી તરીકે અમારી ફરજ સમજી મદદ કરવાને અમે રાજી છીએ. વાસ્તે જે કોઇને એવી મદદની જરૂર હોય તેણે નીચેના શરનામે પોતાની હકીકત લખી જણાવવી. તથા પોતાને શી મદદ જોઇએ તે દર્શાવવું એટલે યથાશક્તિ પરિશ્રમ લેઇ બંદોબસ્ત કરી કે કરાવી આપીશું.

---

# મફત કે મફતનો હાદો ?

મેન્ટલ ટેલેપથી–વિચારથી સંદેશા મોકલી ધારેલું કામ પાર પાડવાની વિદ્યા, સ્પીરીચ્યુએલીઝમ–ભૂતપ્રેત સાથે વાત કરવાની વિદ્યા, સુંદર જાદુગર–જાદુઇ ખેલ તમાસા, દેવતાઇ કામો–દેવો મદદ કેમ કરે છે તે સમજવાની રીત, આ પ્રમાણે ચાર ચમત્કારી ચોપડીઓ. આનાની પોષ્ટની ટીકીટો મોકલીને

...મેનેજર